# પંચમ વેદ

## (ભાગ ૩/૧)

અલ્લાહ હિંદુ દેવ સુદ્ધ સનાતન
મહમદ રસુલ અલ્લા
અને
કાબા (કેબલ્ય) મકા દ્વાદસ ધામ
મકલેશ્વર મહાદેવમ



સર્વહક્ક સ્વાધીન

"પ્રકાશક"

શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘ કલકત્તા.

# પંચમ વેદ

## (ભાગ ૩/૧)

**અલ્લાહ હિંદુ દેવ સુદ્ધ સનાતન**
**મહમદ રસુલ અલ્લા**
**અને**
**કાબા (કેબલ્ય) મકા દ્વાદસ ધામ**
**મકલેશ્વર મહાદેવમ**



You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader

For page numbers, see the page footer. Page numbers are in 'Page x of y' format
For Reference See Pages: 1, 2, 4, 6, 8, 12, 18, 19, 20, 26, 29

**સર્વહક્ક સ્વાધીન**

"પ્રકાશક"
શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘ કલકત્તા.

ૐ તત્સત્

ભારતની સંસદમાં ચુંટાયેલા કોમવાદી મુસ્લિમોએ
શ્રી પી. એન. ઓકના પુસ્તક ઉપર પ્રતિબંધ મૂકવા
વડાપ્રધાન શ્રી રાવ સમક્ષ સંસદમાં કરેલી માગણી

# ભારતીય ઈતિહાસની ભયંકર ભૂલો

લેખક : શ્રી પી. એન. ઓક

આર્ય સમાજ
ગુજરાતીમાં ભાષાંતર કર્તા:
**શ્રી ચિન્મય પટેલ**
એડવોકેટ

## પયગંબર મહમદનું હિન્દુમૂળ

## અને

## અલ્લાહ મૂળરૂપે હિન્દુદેવ

## અને

## કાબા હિન્દુ મંદિર હતું

પ્રકાશક :
શ્રી અખિલવિશ્વ સતપંથી ધર્મીય સંઘ, કલકત્તા.
૧૦૫/૧, બેહાલા, કલકત્તા-૬૧.

પ્રથમ આવૃત્તિ
૪ એપ્રીલ, ઈ.સ. ૧૯૯૭

સંવત ૨૦૫૩

પ્રત: ૧૦૦૦



મુદ્રક :
પરફેકશન ગ્રાફીક્સ, અમદાવાદ
ફોન : ૪૦૪૮૮૫

આ પુસ્તક પ્રસિધ્ધ થતા અમો હર્ષની લાગણી અનુભવીએ છીએ. આશા છે કે સદરહુ પુસ્તક થી યુવાન વર્ગમાં જે શબ્દોની ભડક હતી તે શબ્દોનું અવતરણ સતપંથ ધર્મમાં કયા સંજોગોમાં, કોને કેવી રીતે કર્યું અને તેના વિશે વિવિધ હિન્દુ સંતોના શું શું મંતવ્ય છે તેની વિગતવાગ છણાવટ આ પુસ્તકમાં સુંદર રીતે કરવામાં આવેલ છે. આ પુસ્તકનો પ્રસિદ્ધ કરવામાં જે કોઇ નામી, અનામી વ્યક્તિઓએ સહકાર આપેલ છે તે સર્વનો તેમજ ડિઝાઇન કોમપ્રિન્ટ તે સર્વેનો અત્રે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. સદરહુ પુસ્તકને શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘે પણ મંજૂરી આપેલ છે. સુજ્ઞ વાચકોને નમ્ર વિનંતી છે કે સદરહુ પુસ્તકમાં જોડણીદોષ જાણે અજાણે રહી જવા પામેલ હોય તો દરગુજર કરશોજી. પ્રૂફ રીડીંગ અને પ્રિન્ટીંગ મિસ્ટીકમાં રહેલી ભૂલો બદલ ક્ષમા પ્રાર્થી છીએ. પ્રકાશક..........

**શ્રી અખિલ વિશ્વ સતપંથી ધર્મીય સંઘ,**

તા. ૪-૪-૧૯૯૭ લેખક : કે. એલ. પટેલ. **કલકત્તા.**

# શ્રી અખિલ વિશ્વ
# સત્પંથી ધર્મીયા સંઘ

રજી. ઓફીસ : ૧૦૫/૧. બીરેન રોય રોડ (વેસ્ટ),
કલકત્તા-૭૦૦ ૦૬૧ ફોન : ૭૭-૫૬૮૯

વી આર સેવક્સ ઓફ "શ્રી અખિલ વિશ્વ સત્પંથી ધર્મીયા સંઘ" અવર પ્રિન્સીપલ મોટ્ટો ઇઝ ટુ લવ, સર્વ મન્કીંડ એન્ડ ટુ એસ્કરટેઇન પીસ ઓફ ધીસ યુનીવર્સ. અવર મેઇન ઓબજેક્ટ ઇઝ ટુ લવ એવરીવન એરાઉન્ડ અસ ઇરેસપેક્ટીવ ઓફ કાસ્ટ એન્ડ ક્રીડ.

અવર એઇમ ઇઝ ટુ એમબ્રેન્સ ધ એન્ટાયર હુમરન્સ ઇન અવર ફોલ્ડ સો ધેટ એ બ્રીજ મે મીનીમાઇસ ધ ગેપ બીટવીન ધ ક્રીએટર એન્ડ હીસ યુનીક્યુ ક્રીએશન. અસ ઓલ ધ ડેવોટીસ ઓફ સત્પંથ આર એપેલીંગ ફોર યોર હાર્ટ ફેલ્ટ સીમ્પેથીસ એન્ડ કો. ઓપરેશન ફ્રોમ યોર એન્ડ ફોર ધ વેલફેર ઓફ હ્યુમન સોસાયટી. "સુફીસમ ઇઝ નોટ કોન્સર્ડ વીથ નોલેજ. ઇટસ ઓલ કોન્સર્ન ઇઝ લવ, ઇન્ટેન્સ, પાસીઓનેટ લવ, હાઉ ટુ ફોલ ઇન લવ વીથ ઓલ, હાઉ ટુ બ્રીજ ધ ડીસ્ટન્સ બીટવીન ધ ક્રીએશન એન્ડ ધ ક્રીએટર.

ધ વર્ડસ આર હાર્ડ એસ વન હાર્ટસ મ્યુઝીક, ધ વર્ડ આર હાર્ડ એસ વન હાર્ટસ વાઇન્ડ બ્લોઇન્ગ થ્રુ ધ પાઇન ટ્રીસ, ધ વર્ડસ આર હાર્ડ એસ વન હાર્ટસ રેઇનડ્રોપ્સ ફેઇલીંગ વન ધ રૂફ, ઓર ધ રોર ઓફ ધ વેવ્સ ઇન ધ ઓસેન. એન્ડ વ્હાઇલ ધ માઇન્ડ ઇઝ હીયરીંગ ધ મ્યુઝીક ધ હાર્ટ સ્ટાર્ટસ એબ્સોબીન્ગ ધ બીઇન્ગ, ધ પ્રેઝન્સ, ધીસ ઇસ મીસ્ટેરીયન, ધીસ ઇસ સીકરેટ સેરેમની. લાઇલાહા ઇલ અલાહ-ફીથ ધેર-ઇઝ નો ગોડ બટ ગોડ.

ધેર ઇઝ નોટ ગોલ બટ ધ ગોલ. એન્ડ ધ પેરેડોક્સ ઇઝ ધેટ ધ ગોલ ઇઝ ઇન ધ સોર્સ. યુ હેવ ઇટ ઓલરેડી વીથીન યુ. ઇટ ઇઝ ધ, વાઇબરેટીંગ, પલસેટીંગ, ઇન યોર બીઇંગ. ડોન્ટ ગો એનીવેર. મૂવ ઇનટુ પ્રાઇવેસી. ઇનટુ સીકરેસી, ઇનટુ યોર ઓવન ઇનરમોસ્ટ ચેમ્બર. ડોન્ટ ટોક એબાઉટ ઇટ. ઇફ ઇટ બીકમ્સ અનબીએરેબલ, ટોક, ટુ યોર માસ્ટર, અધરવાઇઝ કીપ ઇટ એ સીકરેટ. લેટ ધ સીકરેટ ગો ડીપર એન્ડ ડીપર ઇનટુ ધ સોઇલ ઓફ યોર હાર્ટ. લેટ ઇટ રીચ ટુ ધ વેરી કોર. ઓન્લી વેન ઇટ રીચ ટુ ધ કોર ડઝ વન બીકમ એફલમ. ધેન ઓન્લી ગોડ ઇઝ-લાઇલાહા ઇલ અલાહ".

(૩)

# પંજેતન પાક પંચ જનય નાદ

અહમસ્મિ પ્રથમજા ઋતસ્ય પૂર્વ દેવભ્યો મૂર્તજયા નામ, યોમા દદાતિ સઇદેવ મ

આવત અહમદન-મહમદન મદિનતી મદમિ (ઇમામ)

ચત્વારિ ઋગા ત્રયો આયસા પટદા દવે શિર્ષે સપ્ત હસ્તા સો અયસા - ત્રીધા બદધો

વૃષભો રોરવિતી (અર્બી) મહાદેવો

મૂર્તયા અંતઁ અલી આવિવેસ (ગો.બ્રા ૩/૭)

ઉચ્છીસ્ટાત સકલમ જગત (સઉદી સૈયદ)

ૐ લં ઇન્દ્રાય નમઃ અલમ ઇન્દ્રાય નમઃ અલીઇન્દ્રા

માતૂલી - માર્તૂલી ઇન્દ્ર મુર્તાઅલી - ઇન્દ્ર અથર્વેદ

યા સા માફાતૂ ભગવતી સરસ્વતી - મયા વરદા સાવિત્રી

અગ્નીમ ઇલે પુરોહિતં યજ્ઞસ્યં દેવ મૂર્તીજ્વમ - મૂર્તીજાદેવ (રૂગ્વેદ)

વિશ્વ દેવા મદીનતી પંચજના અદીતી જાત મદીનતી જનીત્વમ

પંજેતન પાક (અથર્વવેદ ૭ મો કાન્ડ મંત્ર ૧)

અસૂરાનાં સરણમ - અસૂરાનાં બંધવમ (બંધુ) યવન મલેચ્છનો વિરોધ મહા ગુનો

છે. (રૂગ્વેદ) પ્રાર્થના

ચાર વેદોમાં અથર્વેદ પ્રધાન છે. અથર્વેદ નો ઇશ્વર કર્તા યવન મલેચ્છા રૂપ છે.

સામદેસ (સીરીયા) આરબ માતૃ ભૂમી - સર્વાની ભૂતાની

સર્વ ખલ્વીદ બ્રહમ. ઇસા. ઉપનિષદ

ગેજેટીયર ઓફ ઇન્ડીયા ગવર્મેન્ટ

પા.નં. ૪૧૭ ભાગ-૧

# પ્રકાશકના બે બોલ નમ્ર નિવેદન

પ્રસ્તુત પુસ્તકમાં સપ્રમાણીત વેદ ઉપનિષદ પુરાણો ઈતીહાસોનું સંગઠન મહા પુરુષો દ્વારા થયેલી ગુપ્ત સોધ એકત્રીત કરેલ છે વાચક બંધુ ખૂબ વિચાર મનન કરજો અને જજમેન્ટ તમારૂં કારણ કે તમારા માં પણ તેજ પ્રભુનો વાસ છે લેખકને દોષ આપસો નહી, જજમેન્ટ તમારૂં.

અસૂરા સરણંમ - અસૂરા બાંધવમ મીત્રતા

રૂગ્વેદમાં પ્રથમ એક સ્પેશ્યલ પ્રાર્થના આપેલી છે. સીનસ ઓફ ધ અગેઈન્સ્ટ ફોરેનર અર્થ યવન મુસલમાન વિદેશીઓને વિરોધ - મહાગુનો છે (બ્રહ્મહત્યા) એકોર્ડીંગ ટુ અથર્વેદા અથર્વેદ ગોડઈસ ઓફ ધી ફોરેનર અર્થ અથર્વેદનો ઈશ્વર યવન મુસલમાન છે. વિદેસીયા સામ દેસીયા - આરબ (સીરીયા) આરબ તેમનો આદેશ સર્વધર્મ એક ઈશ્વર એક - સમાજ એક સર્વાની ભૂતાની - (ગેજેટીયર ઓફ ઈન્ડીયા ગવર્મેન્ટ) પે.નં. ૪૧૭ ભાગ-૧

સુધારક બંધુ કહાં જાઈએગા જહાં જાઈએગા મોહમદી પાઈયેગા.

સારે જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારા.

સ્વેદ સ્વેતર ઉપનિસદ - ઈશ્વર - લા મકાં સુમેરીયા

કેન ઉપનિસદ ઈશ્વર ઉમાહેમા અલાહૂમા - અલ ઉમા પેજનં. ૪૧૯

છાંદોગ્ય - સાંન્ડીલ્યં ઈશ્વર (બ્રહ્મમંત્ર તજ્જલાન તદ્વેન - લા તૈયબ)

ઉલૂલવ હેલવ

યજૂ સર્વાની ભૂતાની સર્વ ખલ્વીંદ બ્રહ્મ - (ઈસા ઉપનીસદ)

ઓમનું ગોત્ર લા. તબયો અલાતોબા લાતૈયબો

સ્વાહા ગોત્ર અલામ. ગોપથ બ્રાહ્મણ અથર્વેદ (હિન્દુ નો અર્થ સીન્ધુ સ ઈદુનં)

ઓમકાર - અલકૃત - પદ્મ પુરાણ

કૃતા કરતા અલંમ - ઓમ આકાર છે.

**ૐ શાન્તી શાન્તી શાન્તી**

**અ. વિ. સ. દ્ય. સંઘ.**

**લેખક : કે. એલ. પટેલ - કલકત્તા**

# ભૂમિકા

અલ્લા હીંદુદેવ જાગ ઉઠા સુભાનુઅલા પી.એન. ઓક દ્વારા લીખીત પુસ્તક આર્યસમાંજ ચીન્મય પટેલ દ્વારા અનુવાદીત પુસ્તક અલ્લા મૂળરૂપ હીંદુત્વ મહમદ-રસુલ મૂળહીંદુ કાબા (મકા) હીંદુમંદીર પ્રાચીન છે. પૂર્વ પ્રધાન મંત્રી રાવ સમક્ષ સંસદમાં વિચારણા રજુઆત મુસ્લીમ સાંસદો દ્વારા થયેલી. ભારતીય કેન્દ્ર સરકારે પી.એન. ઓક લીખીત પુસ્તક સપ્રમાણીત અલ્લા હીંદુદેવ મુળરૂપ સનાતન વૈદીક મહમદ રસુલ અલા મુળરૂપ હીન્દુ દેવ કાબા હીન્દુ મંદિર પ્રાચીનથી સર્વાનુમત્તે સ્વીકાર વિશ્વ હિંદુતત્બ જાગ ઉઠા ગુંજ ઉઠી શહનાઇ વિશ્વ શાન્તીનો સંદેશ અલ્લા એક સર્વ સર્વા વિશ્વધર્મ એકતા દવાદસ ધામ મકલેશ્વર મહાદેવમ કાબા - કેબલ્યંમ લામકા - મંકગલા - બીસ્મલા પ્રાર્થના અલા કલામ લા અલા ઈલ અલા મહામદ રસુલ અલ્લા પાંચ અલા પંજેતન પંચજન્ય નાદ અલ કુરાન અલ ઉમીય કુરાન - બાજ નામ - અવાજ આકાસવાણી કુરાનની વિશેસતા મુક્ત આત - મોક્ષ શબ્દ - મુક્તીનો માર્ગ - અલીફ લામ મીમ સંકેત શબ્દ લં અલમ ૐ લં લામકાય નમઃ ૐ મં મા મકાયનમઃ દેવીમંત્ર દસ મહાવિદ્યા અલાથી સરૂ આત અંતીમ અલા કુરાન - કુરાનની રૂચા રૂકુ આયત પ્રત્યેક વાણી કુરાનની લીટી એ લીટી અલા થી સરૂ થાય છે. અલલાહ - સર નેમ અથવા વિશેષણ છે આરબી લીપી - પ્રત્યેક શબ્દ લખતી વખતે અલીફ ની દાંડી ઉભી કરવામાં આવે છે. અલા બે અક્ષરમાં જ વેદ કીતાબ સર્વ ધર્મ સમાયેલાં છે. શા માટે ભેદભાવ સર્વ અલાનાં સંતાન છીએ આવો ઓ વિશ્વ સંતાન અલ્લાહનાં ગુણ ગાન કરીએ. સર્વ ધર્મ એક સર્વજાતી એક સર્વાની ભૂતાની સર્વ ખલ્વીંદ બ્રહ્મ અલાહૂમા ઉમા - લા મકા જ્યોતી સ્વરૂપ ઉપનિષદ ના રૂષિ પ્રમાણે સર્વમ શાન્તી એકમ સતમ રૂગ્વેદ મેકાં સતમ

હાસમી પરિવાર અબુતાલીબ ખાતુમ નબી અલી ફાતૂમા હસન હુસેન નબીની પત્નીનાં નામમાં એક નામ ઉમૈયા સલમા - અલાઉમા નબી વેદમાં વેનવી આવ પૃથ્વીપતી ત્રણલોકનો સ્વામી અથર્વેદનો ઈન્દ્ર માતૃઅલી મુર્તઅલી અલીઈન્દ્રા ગામ જી. ખેડા (પદ્મા - ફતૂમા) યજ્ઞમાં ફતૂ હું સ્વાહા હું ફટ્ સ્વાવા ઈન્દ્ર ય સ્વાહ સ્વાહા નું ગોત્ર અલામ છે. સ્વાહા - સાહબા - (હસન હુસન) વિવસ્વાન સૂર્યપુત્ર યમ મહમદથી ગીતા જ્ઞાન સૂર્યથી મનૂ-નૂ હ ઉપર નૂહથી - ઈક્ષ વાકુવ નૂહના પુત્ર ઈસાક યાકુબ તે ઈક્ષ વાકુબ થી અશ્વની કુમાર ઉપરે કુમારબે - હુસેની કુમાર હસન હુસન સહના સહનુ - અશ્વની કુમારો થી રાજાઓ ઉપર - ખલીફા ઈમામ વિગેરે ઉપરે ગીતા જ્ઞાન આપ્યું ગીતા ભગવતી જ્ઞાન કીતાબ જ્ઞાન ભગવતી ખુલે ખુલી બગાવતી - કીતાબી જ્ઞાન કુરાન તેજ ભગવતી ગીતાપ કૃષ્ણ - કુરેસનં - કૃષ્ણ ઈતી કુરેસતે આદીસંકરાચાર્ય ગીતા અર્જુન - અર જૂન અલયવન ગીતા વિશ્વ ધર્મ ગ્રંથ છે. દાદા પરમપૂજ્ય શાસ્ત્રીજી સારે જહાં સે અચ્છા હીન્દોસ્તાં હમારા હમ બુલ બુલે હૈ ઉનકે વો ગુલીસ્તાં હમારા.

ભારત જગત ગુરૂ

હમ ભારતીય અલા કબુલ કુરાન ગીતા કબુલ અલા કલામ કબુલ સનાતન છે એજ ભારતીય વિશેષતા છે. જગતગુરૂ ભારતીય કારણં ભારત અવિનાસી ખંડ છે. વિશ્વની તમામ બધી જ સભ્યતા ભારતથી જન્મી છે. બધાં જ ધર્મ ભારતનાં અંગ છે. જેમકે આદમ ભારત કાસીથી આકાસી પશ્ચિમમાં મકાસીવ સ્થાયી થયા છે. (સ્વામી વિવેકાનંદ વચન) જય પીરાણા પોલ અલ્લાબોલ નારાયણજી રામજી લીંબાણી અંતિમ સંદેસ-બોલ રાધા બોલ અલ્લાહ બોલ-ઈશ્વર અલ્લા બોલ.

# કુળ - પુરાણ
## ઋષિનાં કુળ

| અંનં. | ઋષિનાં નામ | જાત | અંનં. | ઋષિનાં નામ | જાત |
|---|---|---|---|---|---|
| ૧ | બ્રહ્મ ઋષિ | જરમાનસ | ૧૬ | પદમ ઋષિ | ધોત્રી |
| ૨ | માર્કુંડ ઋષિ | ઝરખ | ૧૭ | બ્રહ ઋષિ | બ્રાહ્મણસ્પતિ |
| ૩ | ગૌતમ ઋષિ | ભાટ | ૧૮ | શુક્ર ઋષિ | કલાલ |
| ૪ | સત ઋષિ | ભાટ | ૧૯ | ભૃગુ ઋષિ | માળી |
| ૫ | જયમલ ઋષિ | વાનર | ૨૦ | ગુવાસ ઋષિ | દરજી |
| ૬ | કોરમ ઋષિ | રસગરા | ૨૧ | શતબંબ ઋષિ | રીંછ કોમ |
| ૭ | વસિષ્ઠ | ધોબી | ૨૨ | સુગ્રીવ ઋષિ | વાનર |
| ૮ | ચંદ્ર ઋષિ | માળી | ૨૩ | દધી ઋષિ | મગર |
| ૯ | પરાશર ઋષિ | પંખી | ૨૪ | પૌલસ ઋષિ | બ્રહ્મ રાક્ષસ |
| ૧૦ | ભાર ઋષિ<br>ધ્વજ ઋષિ | હજાર | ૨૫ | કપીલ ઋષિ | વાનર |
| | | | ૨૬ | ચેન ઋષિ | મચ્છીક |
| ૧૧ | શંકરા ઋષિ | માછીચાર્ય | ૨૭ | પંચાલ ઋષિ | પંખી |
| ૧૨ | વરાંસ ઋષિ | મચ્છીક | ૨૮ | તારણ ઋષિ | ચિતારા |
| ૧૩ | અષ્ટ ઋષિ | કણલી | ૨૯ | અંગીર ઋષિ | અરવ |
| ૧૪ | વામદેવ ઋષિ | ભીલ | ૩૦ | દુર્વાસા ઋષિ | રાક્ષસ કોમ |
| ૧૫ | વાલ્મિક ઋષિ | કોળી | ૩૧ | વિશ્વામિત્ર ઋષિ | સોનાર |

| અંનં. | ઋષિનાં નામ | જાત |
| --- | --- | --- |
| ૩૨ | ગર્ધમાન ઋષિ | હજામ |
| ૩૩ | બીજા ગૌતમ | શુદ્ર કોમ |
| ૩૪ | તારણ ઋષિ | ધનગરા |
| ૩૫ | કાર્તક ઋષિ | સુથાર |
| ૩૬ | જમદગ્નિ | ઋષિ ક્ષત્રિ |
| ૩૭ | નારદ ઋષિ | ભીલ |
| ૩૮ | મગરીમ ઋષિ | ચમાર |
| ૩૯ | કશ્યપ ઋષિ | માળી |
| ૪૦ | જસવા ઋષિ | ખાટકી |
| ૪૧ | સ્થક ઋષિ | કંસારા |
| ૪૨ | અજમાન ઋષિ | કુંભાર |
| ૪૩ | પનચાઇ ઋષિ | મોચીઆલ |
| ૪૪ | ધર્મ ઋષિ | રબારી |
| ૪૫ | અત્રી ઋષિ | રવિકોમ |
| ૪૬ | જેમન ઋષિ | મચ્છીક |

| અંનં. | ઋષિનાં નામ | જાત |
| --- | --- | --- |
| ૪૭ | તારણ ઋષિ | લવાર |
| ૪૮ | ગબરાલ ઋષિ | ધોબી |
| ૪૯ | પ્રેમ ઋષિ | કોળી |
| ૫૦ | વસીયત ઋષિ | મોર પંખી |
| ૫૧ | ત્રીકમ ઋષિ | સંઘવી |
| ૫૨ | દાડમ ઋષિ | આહીરકોમ |
| ૫૩ | રેવક ઋષિ | કોળી |
| ૫૪ | આકાસ ઋષિ | કુંભાર |
| ૫૫ | નંદન ઋષિ | નાયક |
| ૫૬ | શ્રવણ ઋષિ | ભીલ |
| ૫૭ | ધનિષ્ટ ઋષિ | કોળી તરબદા |
| ૫૮ | જંબુ ઋષિ | હજામ |
| ૫૯ | પ્રેમ ઋષિ | સોનાર |
| ૬૦ | એકલસંગી ઋષિ | અરણીક |

એકલસંગીને અરણીકે કહ્યું ત્યારે તેમણે બધા ઋષિઓની જાતભાત ઓળખાવી દુનિયામાં વર્ણા વર્ણી નથી પણ કસબ (કામ) પરથી વર્ણ જંધાઇ છે.

સ્વા. સંહિતા

(૧૦)

# પયંગબર મહમદનું હિન્દુમૂળ

આગળના પ્રકરણમાં સાબિત કરી દીધા પછી કે અલ્લાહ એક હિન્દુ દેવતા છે અને કાબા હિન્દુ મંદિર, હવે એવું પ્રમાણ મળી આવે છે અને તે પ્રમાણિત કરે છે, કે પયગંબર મહમદ જાતે જ હિન્દુ રૂપે જન્મ્યા હતા, અને જ્યારે એમણે પોતાની જાતને પયગંબર જાહેર કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે સંયુક્ત હિન્દુ કુટુમ્બ છિન્ન-ભિન્ન થઇ ગયું અને હિન્દુ-ધર્મના રક્ષણ માટે જન્મેલા કુળના વેરમાં પયગંબર મહમદના પોતાના કાકાને પણ પોતાના પ્રાણ ખોવા પડ્યા હતા.

આથી દૂર સુધી ફેલાયેલા હિન્દુત્વનો સુદૂર ફેલાયેલા અરેબિયામાં પણ પોતાનો કબીલો હતો. ત્યાં સ્વયં હજરત મહમદના કાકા ઉમર બિન-એ-હશ્શામે, કે જેઓ એક કટ્ટર હિન્દુ તથા હિન્દુ દેવ ભગવાન શિવના પરમ ભક્ત હતા, પોતાની ધાર્મિક ભાવનાના રક્ષણ માટે યુદ્ધ કરતાં-કરતાં પોતાના જીવનને પુરૂં કરી દીધું હતું. પ્રાચીન અરબી ભાષાનો ઇતિહાસ તથા અન્ય સાબિતીઓનો સફળતાપૂર્વક વિધ્વંસ કરવાને કારણે ઇતિહાસકારો તથા વિદ્વાનો માટે અજ્ઞાત આ જાણકારી સેઅરૂલ ઓકુલ નામના સુપ્રસિધ્ધ પ્રાચીન અરબી કાવ્ય-સંગ્રહમાં ૨૩૫ માં પાન ઉપર નોંધેલ છે. આ પૃષ્ઠનો સાર નવી દિલ્હીમાં રીડિંગ રોડ ઉપર બનેલા લક્ષ્મી નારાયણ મંદિર (જેને મોટા ભાગે બિરલા મંદિર કહેવાય છે) ના બગીચામાં યજ્ઞશાળાની પાસે લાલ પથ્થરો ઉપર કાળી શાહીથી લખવામાં આવ્યો છે. ઇચ્છા હોય તેઓ જઇને જોઇ શકે છે.

તે જ યજ્ઞશાળા-મંડપના એક અન્ય સ્તંભ ઉપર આપવામાં આવેલ પૃષ્ઠસાર પ્રમાણે પૈગમ્બર મહમદથી હજારો વર્ષ પહેલાં હિન્દુત્વનો એકાધિકાર અરેબિયામાં હતો. આ પૃષ્ઠ-સારનો ઉલ્લેખ આ પ્રકરણના અંતમાં કરીશું. તથ્ય રૂપે પયગંબર મહમદના સમયથી સ્મરણાતીત-પૂર્વ યુગો સુધી અરેબિયાનો સંપૂર્ણ ઇતિહાસ હિન્દુ-શાસન તથા હિન્દુ પૂજાનું અક્ષય પ્રભુત્વ રહ્યું છે. જે સંપૂર્ણ અરેબિયા તથા તેના પરિણામે પશ્ચિમી એશિયાના બધા જ પ્રદેશો ઉપર ફેલાયેલો હતો. બુદ્ધ-વાદનો એ પ્રદેશોમાં થયેલો ફેલાવો અસમ્બદ્ધ સંદર્ભ, હકીકતમાં ઇતિહાસની

અશુદ્ધ જાણકારી તથા તેની અશુદ્ધ વ્યાખ્યાનું પરિણામ છે. સુદૂર ફેલાયેલા પ્રદેશોથી ભારતનો સંબંધ સમાપ્ત થયા પહેલાં જોકે બુદ્ધ જ સર્વપ્રસિદ્ધ હિન્દુ થઇ ચુક્યા હતા. આથી બુદ્ધની પ્રતિમાઓ ચારે તરફ મૂકવામાં આવેલી દેખાતી હતી. એનાથી એવી ભ્રમિત ધારણા ઘર કરી ગઈ, કે ઇસ્લામ અને ઇસાઇ ધર્મો ફેલાયા પહેલાં પૂર્વ એશિયા તથા યુરોપના કેટલાક ભાગોમાં તો ચોક્કસ પણે બૌદ્ધ ધર્મ ફેલાઇ ગયો હતો. પરંતુ બુદ્ધની પ્રતિમાઓ ફક્ત એટલા માટે મૂકવામાં આવી હતી કે, એમને એક મહાન હિન્દુ સુધારક સમજવામાં આવતા હતા. જેમ કે આપણા પોતાના જ સમય ગાળામાં વિશ્વના વિભિન્ન ભાગોમાં મહાત્મા ગાંધીની પ્રતિમાઓ સ્થાપિત કરવામાં આવી છે.

સમગ્ર પ્રાચીન અરેબિયામાં હિન્દુ-પૂજાનું અસ્તિત્વ મખ-મેદિનીનાં સંસ્કૃત નામોથી વધારે પુષ્ટિ મળે છે. આજે એને મક્કા-મદીનાને નામો બોલાય છે. મખનો અર્થ યજ્ઞનો અગ્નિ છે. મેદિનીનો અર્થ છે. ભૂમિ આથી મખ-મેદિની (મક્કા-મદીના) શબ્દ-સમૂહ એ ભૂમિ-પ્રદેશનો વાચક છે, કે જ્યાં વાર્ષિક તીર્થ યાત્રાના અવસર સમયે જે યજ્ઞના અગ્નિનું કેન્દ્ર રહેતું હતું. ઇસ્લામની હજ-યાત્રા હવે જુદા નામે, તે જ હિન્દુ ધાર્મિક મેળો ચાલ્યો આવે છે.

હજ શબ્દ જાતે પણ તીર્થ-યાત્રાનો વાચક સંસ્કૃત શબ્દ વ્રજનો વ્યુત્પન્ન છે. એના કારણે જ સંસારનો ત્યાગ કરીને એક ધાર્મિકથી બીજા ધાર્મિક સ્થાન તરફ જતા આવતા સંન્યાસીઓને સંસ્કૃતમાં પરિવ્રાજક કહેવામાં આવે છે.

આથી એ સ્પષ્ટ છે, કે કાબાના ભગવાન શિવ તથા અન્ય ૩૬૦ હિન્દુ દેવતાઓની પૂજાના સમયે તથા વેદમંત્રો, ઢોલનગારાં, મંજીરા, ઘડિયાળો તથા ઘંટીઓના સુમધુર તુમુલનાદથી મક્કા-મદીના ગૂંજી ઉઠતાં હતાં.

હિન્દુ ધર્મને બચાવવા માટે લડવામાં આવેલા યુદ્ધમાં માર્યા ગયેલા, હજરત મહમદના કાકાનું નામ ઉમર-બિન-એ-હશ્શામ હતું. તેઓ એક સુપ્રસિદ્ધ કવિ હતા. તેમની ભગવાન શિવ (મહાદેવ) તથા હિન્દુસ્થાનની પવિત્ર ભૂમિ સંબંધી સુપ્રસિદ્ધ અરબી કવિતા સેઅરૂલ-ઓકુલ કાવ્ય-સંગ્રહના ૨૩૫મા પૃષ્ઠ ઉપર છપાયેલી છે. નવી દિલ્હીમાં આવેલ લક્ષ્મીનારાયણ મંદિરના બાગમાં લાલ પથ્થરના સ્તંભ ઉપર લખાયેલી તે કવિતા આ પ્રમાણે છે.

कफविनक जिकरा मिन उलुमिन तब असेरू ।
कलुवन अमातातुल हवा व तजक्करू...... (१)
न तजखेरोहा उडन एललवदए लिलवरा
वलुकएने जातल्लाहे औम तब असेरू... (२)
व अहालोलहा अजहू अरामीमन महादेव ओ
मनोजेल इलमुद्दीने मीनहुम व सयत्तरू.... (३)
व सहबो के याभ फोम कामिल हिन्दे यौगन
व यकुलून न लातहजन फइन्नक तवज्जरू.... (४)
मअस्सयरे अखलाकन हसनन कुल्लहूम
नजुमुन अजा अत सुम्मा गबुल हिन्दु.... (५)

**એનો અર્થ નીચે પ્રમાણે છે.**

(૧) એવો માણસ કે જણે આખું જીવન પાપ તથા અધર્મમાં વિતાવ્યું હોય, કામ, ક્રોધમાં, પોતાનું, યૌવન બરબાદ કર્યું હોય

(૨) જો અંતે તેને પ્રાયશ્ચિત થાય અને ભલાઇ તરફ પાછો ફરે, તો શું એનું કલ્યાણ થઇ શકે છે ?

(૩) એક વાર પણ સાચા હૃદયથી તે મહાદેવજી પૂજા કરે તો ધર્મમાર્ગમાં ઊંચામાં ઊંચુ પદ પામી શકે છે.

(૪) હે પ્રભુ ! મારૂં સમસ્ત જીવન લઇ લઇને ફક્ત એક દિવસ ભારતમાં નિવાસ માટે આપી દ્યો, કારણકે ત્યાં પહોંચીને મનુષ્યની જીવન-મુક્તિ થઇ જાય છે.

(૫) ત્યાંની યાત્રાથી સમગ્ર શુભ કર્મોની પ્રાપ્તિ થઇ જાય છે. અને આદર્શ ગુરૂજનોનો સત્સંગ મળે છે. (પાખંડ પૂજા વિરોધ આંદોલન)

સેઅરૂલ-ઓકુલ કાવ્ય ગ્રંથમાં લખાયેલ ઉમર-બિન-એ-હશ્શામનું જીવન ચરિત્ર તથા કવિતા ઉપરથી અનેક મહત્વપૂર્ણ નિષ્કર્મો મળી આવે છે. એ બતાવે છે, કે હિન્દુ ધર્મ અને ઈસ્લામની વચ્ચે પ્રારંભિક યુદ્ધો તે પ્રદેશોમાં લડવામાં આવ્યાં હતા, જેણે સંપૂર્ણ વણસ્પર્શ્યો તથા ઈસ્લામનું પારણું કહેવાય છે. સાથે-સાથે તે પણ સ્પષ્ટ કરે છે, કે સમગ્ર આરબ-પૂજા ફક્ત ભગવાન મહાદેવજી ઉપરાંત સમગ્ર દેવી-દેવતાઓની અનન્ય ઉપાસક હતી.

ઉમર-બિન-એ-હરશામને એટલું બધું માન આપવામાં આવતું હતું કે, તેમના સમયની વ્યક્તિઓ એમને અબુલ હાકમ એટલે કે જ્ઞાનના પિતા કહીને બોલાવતા હતા. આ પવિત્ર માણસને ઈર્ષાના કારણે એમની સાથે દુશ્મનાવટ રાખનારા લોકોએ પાછળથી ઊભી કરાયેલી અંધાધૂંધીના દિવસોમાં એમને અજ્ઞાનના પિતા (અબુ જહાલ) કહીને એમની નિંદા કરી.

તે પ્રાચીન અરબી ગ્રંથાવલી સેઅરૂલ ઓકુલના ૨૫૭મા પૃષ્ઠ ઉપર એક અન્ય મહત્વપૂર્ણ કવિતા છે. એના સર્જક લબી-બિન-એ-અખ્તવ-બિન-એ-તુરફા છે. તે પયગંબર મહમદ કરતાં ૨૩૦૦ વર્ષ પહેલાં થઇ ગયા હતા. આટલાં વર્ષો એટલે કે ઇ.સ. પૂર્વે ૧૮૦૦ વર્ષ પહેલાં લબીએ વેદોની અનન્ય કાવ્યમય શૈલીમાં પ્રશંસા કરી છે. તથા પ્રત્યેક વેદના અલગ અલગ નામોચ્ચાર કર્યા છે.

આ તથ્યથી વેદ જ એકમાત્ર ધાર્મિક પુસ્તકો હતાં, જેના તરફ ઇ.સ. પૂર્વે ૧૮૦૦ વર્ષ પહેલાં પણ આરબ લોકોએ પોતાની અનન્ય નિષ્ઠા વ્યક્ત કરી છે. એનાથી વેદોની ઘણી પ્રાચીનતા સિદ્ધ થાય છે, તે ઉપરાંત એ પણ સાબિત થાય છે, કે સિન્ધુ નદીથીમાંડીને મધ્ય સમૃદ્ધ સુધી તમામ પ્રદેશો ઉપર ભારતીય રાજ્ય શાસન હતું, કારણકે ઈતિહાસનું સત્ય કથન છે, કે વહીવટી નિયંત્રણ સ્થાપિત થયા પછી જ ધર્મ ફેલાય છે. એની સાબિતી રૂપે યુનેસ્કો દ્વારા પ્રકાશિત માનવતાનો ઈતિહાસ પુસ્તકમાં પ્રથમ ખંડના બીજા ભાગમાં કહેવામાં આવ્યું છે, કે ''ઋગ્વેદ ૧૨૦૦ વર્ષ ઇ.સ. પૂર્વ જેટલા પ્રાચીન છે''

જે રીતે કવિનું પોતાનું નામ લબી બિન-એ અખ્તર બિન-એ તુરફા બતાવવામાં આવ્યું છે. આ રીતે પણ કોઇ વ્યક્તિનો પોતાની ત્રીજી પેઢી સુધીને પરિચય આપવાની સંસ્કૃત પદ્ધતિનું સ્મરણ કરાવે છે. આ રીતે ભારતીય વિવાહો તથા અન્ય મહત્વપૂર્ણ ધાર્મિક કાર્યોમાં પૂજા કરનારા વ્યક્તિનો નામોલ્લેખ અમુકનો પુત્ર અમુકના પૌત્ર કહીને જ કરવામાં આવે છે. ભારતીય સંસ્કૃત પરંપરામાં ઉછરેલા હોવાના કારણે આરબોએ પણ કોઇ વ્યક્તિને તેના પિતા તથા દાદાના સંદર્ભમાં કહેવાની પદ્ધતિ સ્વીકારી લીધી. 'બિન' નો અર્થ 'નો પુત્ર' થાય છે. આ રીતે લબી, અખ્તરનો પુત્ર હતો, જે પોતે તુરફાનો પુત્ર હતો.

વેદોની પ્રશંસા કરતાં લખાયેલી કવિતા અરબીમાં આ પ્રકારની છે-

अया मुबारेकाल अरज युशैये नोहा मिनार हिन्दे
व अरादकल्लाह मज्योनज्जेल जिकरतुन........ (१)
वहलतजल्लीयतुन एनाने सहबी अरवे अतुन जिकरा
वहाजेही योनज्जेलुर्रसूल मिनल हिन्दतुन... (२)
यकूलूनल्लाह: या अहलल अरज आलमीन फुल्लहुम
फत्तेवेउ जिकरतुल वेद हुक्कुन मालम योनज्वेलतुन.... (३)
वहोवा आलमुस्साम वल यजु रमिनल्लाहे तनजीलन
फए नोमा या अरवीयो मुत्तवेश्नन योवसीरीयोनजातुन.... (४)
जइसनैन हुमारिक उअत्तर नासेहीन का-अ-खुबातुन
व असनात अलाउढन व होवा मश-ए-रतुन..... (५)

**આ કવિતાનો અર્થ નીચે પ્રમાણે છે.**

(૧) હે ભારતની પુણ્યભૂમિ ! તું ધન્ય છે, કારણ કે ઈશ્વરે પોતાના જ્ઞાનને માટે તને પસંદ કરી.

(૨) તે ઈશ્વરનો જ્ઞાન-પ્રકાશ જે ચાર પ્રકાશ, સ્તંભો પ્રમાણે સમગ્ર જગતને અજવાળું આપે છે. આ ભારતવર્ષમાં ઋષિઓ મારફત ચાર રૂપે પ્રકટ થયા.

(૩) અને પરમાત્મા સમગ્ર જગતના મનુષ્યોને આજ્ઞા આપે છે કે વેદ, જે મારૂં જ્ઞાન છે, એના પ્રમાણે આચરણ કરો. સામવેદ સામદેસ યવનવેદ યુર્જુવેદ.

(૪) તે જ્ઞાનનો ખજાનો સામવેદ અને યજુર્વેદ છે, જે પરમાત્માએ આપ્યા છે. એટલા માટે, હે મારા બંધુઓ ! એને માનો, કારણે કે એ આપણને મોક્ષનો માર્ગ બતાવે છે.

(૫) અને એમાંના બે અરેબીક રિક્-અત્તર (ઋગ્વેદ અને અથર્વવેદ) છે. જે આપણને બંધુત્વનું શિક્ષણ આપે છે. અને જે એમના શરણે આવ્યા, તે કદી અંધકારમાં જતા નથી. ચાર વેદ તેજ ચાર કીતાબ છે. કબીર સાહેબનું વચન

ઉપર આપવામાં આવેલી બંને અરબી કવિતાઓ ઈસ્લામ પહેલાંના સમયમાં અરેબિયામાં સર્વોત્તમ પુરસ્કાર-વિજેતા તથા મૂલ્યવાન હતી. અને કાબા દેવમંદિરની અંદર સુવર્ણ અક્ષરોમાં કોતરીને લટકાવવામાં આવી હતી. તે

દેવમંદિરની ચારે તરફ આવેલું ખંડિયેર પણ મંદિર હતું, જેમાં ૩૬૦ હિન્દુ દેવોની મૂર્તિઓ હતી. આ કવિતાઓમાં સ્પષ્ટ પણે બતાવ્યું છે, કે આરબ લોકોના હૈયામાં ભારત, વેદ તથા ભગવાન મહાદેવ(શિવ) તરફ અને તેના પરિણામે સંસ્કૃત ભાષા તથા ભારતીય સંસ્કૃતિ તરફ અનન્ય, અગાધ શ્રદ્ધા ઇસ્લામના પહેલાં વિદ્યમાન હતી.

નાલંદા અને તક્ષશિલા જેવાં પ્રાચીન ભારતીય વિશ્વવિદ્યાલયોમાં ફક્ત ચીનમાંથી આવેલા વિદ્યાર્થીઓ આનંદ-પ્રમોદ અને ભોજન મેળવતા હતા. એટલું જ નહિ પણ અરેબિયા અને ઇઝરાઇલ અને કદાચ ઇજીપ્ત (મિસ્ર) સુધીના દૂરના દેશોમાંથી આવેલા વિદ્યાર્થીઓને પણ શિક્ષણ આપવામાં આવતું હતું. લબી પણ સ્પષ્ટ રૂપે ઉલ્લેખ કરે છે, કે માન-સૌહર્દ્ર તથા એકાત્મક બંધુત્વના ભારતીય સિદ્ધાન્તોમાં આરબ લોકોને પ્રેરણા પણ ઋગ્વેદ અને અથર્વવેદના અધ્યનથી જ મળતી હતી. એક આદરણીય પ્રાચીન આરબ કવિનું આ કથન પણ સાબિતી આપે છે, કે બંધુત્વનું પ્રથમ પ્રચારિત કરવાની ઇસ્લામની જાહેરાત છે.

અલ્લાહ હિંન્દુ દેવ

અલ્લા હમદુ લીલ્લાહ રબ અલા આલમીન નબી મહમદ ના કાકા અબુતાલીબ હીંદુ સનાતનની હતા તેમની અંતીમ ઇચ્છા પ્રાર્થના હતી ઓ અલ્લાહ ફરીથી પંજેતન પાક ઇમામ મેંહદી નિષ્કલંકી અલી નારાયણ હીંદ ભૂમી ભારત ખંડે જાંબુદીપે અવતારની મહાદેવ કાબાદેવને પ્રાર્થના કરેલી છે. વચન છે ઓહીદ દેવ ભૂમી ઓ મહાદેવ પાંચજન પાક ભારતમાં અવતરણની ભવિષ્યવાણી છે.

- કરૂણ અલ્લાકલામ

## મહમદે જાલીમ પંડા પૂજારીથી છોડાવ્યા (નહેરૂ)

મહમદે મક્કા ઉપર આક્રમણ સમયે કહ્યું.

"લડો, લડો, લડો, કોઈ કાફિરને મક્કાની તીર્થયાત્રા કરવા દેશો નહિ. એમની સાથે પ્રમાણિકતાથી વર્તશો નહિ. ઈચ્છા થાય તો કાફિરને ઘણું કરીને મારી જ નાખો અથવા તો ઉશ્કેરીને મારી નાખો. એમની સાથે લોહીનો, મિત્રતાનો કે માનવતાનો સમ્બન્ધ ત્યજી દો. અને રસૂલના નામે દુનિયા ઉપરથી કાફિરોનું નામનિશાન ભૂંસી નાંખો."

- આર્થર ગિલમેન

## અલ્લાહ મૂળ રૂપે હિન્દુ દેવ અને કાબા હિન્દુ મંદિર હતું

વિશ્વ ઈતિહાસને પ્રભાવિત કરનારી ભારતીય ઈતિહાસ પરિશોધની ભયંકરતમ ભૂલોમાં એક આ ભૂલ છે, કે આપણે સંપૂર્ણપણે ભૂલી ગયા છીએ, કે કોઈક સમયે ભારતીય ક્ષત્રિયોના સામ્રાજ્યનું પ્રભુત્વ એશિયા સુધી પણ હતું.

ઈસ્લામની સ્થાપના પછી વિશ્વના તે ભાગમાં મહાવિધ્વંસનો જે ભયંકર વંટોળ ચઢયો તેમાં ભારતીય વર્ચસ્વનાં બધાં જ ચિન્હો ભુંસાઈ ગયાં. અરબસ્થાનમાંથી ઉદ્‌ભવેલા મહા વિધ્વંસનો આ વંટોળ ઝડપથી પ્રચંડ ઝંઝાવાત સ્વરૂપમાં અફગાનિસ્થાન સહિત સંપૂર્ણ પશ્ચિમ એશિયામાં ફેલાઈ ગયો. એનાથી અસર પામેલા બધા દેશોએ પોતાના ભૂતકાળની બધી રીતોનો સંબંધ સંપૂર્ણપણે સમાપ્ત કરી નાખવો પડ્યો.

બર્તાનિયા અને ઈસ્લામિયા જ્ઞાનકોશોમાંથી આપણને જાણવા મળે છે, કે

સ્વયં અરેબિયાએ જ મૂર્તિઓ અને અભિલેખોનો નાશ કરી દઇને પોતાના ભૂતકાળ સાથેનો સંબંધ તદ્દન તોડી નાખ્યો હતો. હવો આપણને બતાવવામાં આવે છે, કે ઇસ્લામની સ્થાપના પહેલાં અરેબિયાનો ૨૫૦૦ વર્ષનો ઇતિહાસ અજ્ઞાનનો યુગ રહ્યો હતો, જો કે સત્ય એ છે કે આ જ્ઞાની અનુગામી લોકો જ આપણા પુરાતન સમ્બન્ધોને સમ્પૂર્ણપણે ભૂલી જઇને અજ્ઞાની બની બેઠા છે.

એવા અનેક સ્ત્રોત છે જેને એકઠા કરી લેવાથી ભૂતકાલિન વર્ચસ્વની સંપુષ્ટિ અસંદિગ્ધ રૂપે કરી દેશે. એક સ્તોત્ર વિભિન્ન દેશોનાં નામકરણ-સ્થાન શબ્દ પ્રયોગ છે. જે રીતે વર્તમાનકાળમાં આપણે બ્રિટિશ સામ્રાજ્યને વિશ્વના એક ઘણા મોટા ભૂ-ભાગ ઉપર આધિપત્ય-આસીન જોયો. જેનું પરિણામ એ આવ્યું કે વિભિન્ન ક્ષેત્રોનાં નામ ગ્રીનલેન્ડ, આઇસ લેન્ડ, બસૂટો લેન્ડ, નાગાલેન્ડ વગેરે થઇ ગયાં. એ જ રીતે ઘરિચિસ્થાન, જબૂલિસ્થાન, બલૂચિસ્થાન, તુર્કસ્થાન, અર્બસ્થાન, કુર્દિસ્થાન નામોથી આપણે એ પણ સમજી લેવું જોઇએ, કે સંસ્કૃત ભાષી ભારતીય ક્ષત્રિય લોકો, એ પ્રદેશો ઉપર કોઇક સમયે ચોક્કસ પણે શાસન કરતા હતા.

## પાખંડ સમાપ્ત

સાક્ષીનો એક અન્ય અંશ પણ છે. અલ-બે-રૂની તથા અન્ય પ્રાચીન તિથિવૃત્ત લેખકોએ લખ્યું છે, કે એ પ્રદેશો ઉપર બૌદ્ધ ધર્મનું સામ્રાજ્ય હતું. આ બિલકુલ સાચી વાત નથી. એ પ્રદેશોમાં અલ-બે-રૂની તથા અન્ય લોકોએ મૂર્તિઓ જોઇને એવી જાહેરાત કરવી ખોટી છે, કે તે પ્રદેશોમાં બૌદ્ધ ધર્મના અનુયાયીઓ હતા. આપણી પાસે એક સમકાલીન સમાન ઉદાહરણ છે. આપણા પોતાના જ યુગમાં જ્યારે મહાત્મા ગાંધીને વિશ્વનું માન પ્રાપ્ત થયું. તેથી અનેક દેશોમાં એમની પ્રતિમાએ મૂકવામાં આવી હતી. આ કામ એ વાતની ઘોતક નથી, કે લોકોએ હિન્દુ ધર્મ છોડી દીધો અને ગાંધી ધર્મ સ્વીકારી લીધો. એ રીતે બૌદ્ધની પ્રતિમાઓની વિદ્યમાનતાનો અર્થ ફક્ત એટલો જ છે, કારણકે તે સમયના હિન્દુઓમાં એક અત્યન્ત પ્રસિદ્ધ વ્યક્તિ હતા, તેથી એમની પ્રતિમાઓ જ્યાં તે તે પ્રદેશોમાં મૂકવામાં આવી, જ્યાં હિન્દુ ધર્મનું સામ્રાજ્ય હતું. માન હતું. આ રીતે

પશ્ચિમ એશિયામાં બુદ્ધની પ્રતિમાઓનું અસ્તિત્વ સાબિત કરે છે, કે પશ્ચિમ એશિયાના તે તમામ લોકો હિન્દુ ધર્મ પ્રત્યે આસ્થા રાખતા હતા. જેમના વંશજો આજે ઈસ્લામ ધર્મને માને છે.

અલીગઢ મુસ્લિમ વિશ્વ વિદ્યાલયના પ્રોફેસર મહમદ હબીબ દ્વારા લખાયેલ તથા દિલ્હીના એસ.ચાંદ એન્ડ કંપની દ્વારા સન ૧૯૫૧માં પ્રકાશિત ગજનીના સુલતાન મહમદની કેટલીક પાદ ટીપ આ વિષયના અત્યન્ત ઉપયુક્ત જાણકારી આપે છે. ૧૪મા પૃષ્ઠપર લેખકનું કહેવું છે.ઈ.સ. યુગનો આરંભ થાય તેના કેટલાક સમય પહેલાં બૃહતગીન દ્વારા સંસ્થાપિત સાઇદી વંશના તુર્કશાહી (કુશન) એ વિજયોની પરંપરા શરૂ કરી. એમના મહાનતમ સમ્રાટ કનિષ્કના તાબાનો ઉત્તર ભારતનો એક મોટો ભાગ અફગાનિસ્થાન, તુર્કસ્થાન તથા માવારોન નહેર કુશાન સામ્રાજ્યમાં સમાવિષ્ટ હતાં. તુર્કોને ઝડપથી ભારતીય સભ્યતામાં આત્મસાત કરી લેવામાં આવ્યા. અલ-બે-રૂનીનું કહેવું છે, કે આ વંશમાં ૬૦ થી ઓછા સમ્રાટો નહોતા. એમાંનો છેલ્લો લગનતુર્મત તેના પોતાના જ બ્રાહ્મણ વજીર કલ્લર દ્વાર સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કરી દેવામાં આવ્યો હતો. રેશમ ઉપર લખવામાં આવેલી આ સમ્રાટોની વંશાવલી નગરકોટના કિલ્લામાં સંગૃહિત હતી, પરંતુ અલબેરૂની કહે છે કે હું એને જોઇ ન શક્યો.

ઉપર લખવામાં આવેલ લગનતુર્મન તથા તેના બ્રાહ્મણ વજીર કલ્લૂરનાં નામોમાં આ વાતનું દ્રષ્ટાંત જણાઇ આવે છે.

પોતાના પુસ્તકના ૨૩ મા પાન ઉપર આપવામાં આવેલી પાદ ટીપમાં પ્રોફેસર હબીબે સમનિદ રાજાઓની તિથિઓ આપેલી છે. અબ્દુલ મલિક બિન નૂહ (૩૪૫-૩૫૦) એ યાદ રાખવું જોઇએ કે પશ્ચિમ એશિયામાં સમનિદોનું વિશાળ સામ્રાજ્ય હતું. ભારત વિરૂદ્ધ મહમદ કાસિમ તથા અન્ય તુર્કો દ્વારા કરવામાં આવેલાં આક્રમણોનો ઉલ્લેખ કરનાર અભિલેખોમાં ભારતીયોને તુર્ક અને સમની કહેવામાં આવ્યા છે. આ પ્રદર્શિત કરે છે કે તુર્ક અને સમની હિન્દુ હતા. આથી સમની સામ્રાજ્ય ભારતીય ક્ષત્રિયોનું જ હતું.

ઉપર લખવામાં આવેલો નૂહ શબ્દ પણ હિન્દુ શબ્દ છે. એ મનુનું ટૂંકુ રૂપ છે. આ કારણે પશ્ચિમ એશિયામાં જળપ્રલયની પૌરાણિક કથામાં નૂહનું નામ એવી જ રીતે અભિન્ન રૂપમાં જોડાયેલું છે, જે પ્રમાણે ભારતીય પરંપરામાં ભગવાન મનુનું નામ અભિન્ન છે. આદમના પુત્ર નૂહ તેજ મનુ ભગવાન

મનુના પ્રત્યેક સભ્યતાના આદિપુરૂષ તથા ન્યાય-પ્રદાતાના સ્વરૂપમાં ભારતીય પરંપરામાં સર્વોચ્ચ સમ્માનનું સ્થાન છે. આથી ભારતીય શાસકોની અનેક ઉપલબ્ધિયોમાં એમનું નામ સાયુજ્ય હતું. જો કે બધા સમની લોકો હિન્દુ હતા. આથી એ લોકોમાં નૂહ શબ્દ પામે છે. હીંદુ સીંધુ સ ઇદુન છે.

પ્રાચીન અરેબિયામાં હિન્દુ ધર્મ જ આસ્થાનો વિષય હતો. આ વાતનું અન્ય પ્રમાણ આ તથ્યમાં મળે છે, કે ઇસ્લામની ધર્મ શબ્દાવલીનો એક બહુ મોટો ભાગ આજે પણ સંસ્કૃત શબ્દોનો છે.

અલ્લાહ શબ્દ પોતે જ સંસ્કૃત શબ્દ છે. જે મા યાને દેવી માટે પ્રયોજાય છે. જો કે મુસ્લિમ લોકો કાબાને પોતાનું સર્વપ્રથમ તીર્થ તેમજ પૂજા સ્થળ માને છે. તેમ છતાં કાબા શબ્દનું મૂળ શું છે, એનું સ્પષ્ટીકરણ કરવામાં મુસ્લિમ પરંપરા અસમર્થ છે. એનું કારણ એ છે કે તે એક હિન્દુ મંદિર હતું. હાલનું કાબા એક વિશાળ દેવાલયો વડે ઘેરાયેલું હતું. જેમાં ૩૬૦ હિન્દુ મૂર્તિઓ હતી. એમાંની એક (અલ્લઃ) અલ્લાહ-દેવી કહેવાતી હતી. (જેવો કે જ્ઞાનકોષોમાં ઉલ્લેખ છે) બીજી મૂર્તિ લાટદેવી કહેવાતી હતી. એક પ્રાચીન ખગોળશાસ્ત્ર રચનાના લેખકનું નામ લાટદેવ છે. આ બતાવવા માટે સાક્ષી મળી આવે છે, કે કાબા તથા તથ્ય રૂપમાં તે વિશાળ ધ્વસ્ત પૂજા સ્થાન જેમાં ૩૬૦ દેવોની મૂર્તિઓ સંગૃહિત હતી, ભારતના ભારતીય સમ્રાટ મહારાજ વિક્રમદિત્યએ બનાવડાવી હતી. આ સમ્રાટે ઇ.સ. પૂર્વ ૫૮માં એક નવા સમ્વત યુગની સ્થાપના કરી હતી.

ઈસ્લામ-પૂર્વ અરેબિયાના કથાનકની પુનઃરચનાના પોતાના પ્રયત્નમાં આપણે દેશના નામથી જ શરૂઆત કરીએ છીએ. નામ પૂર્ણ રૂપે સંસ્કૃતમાં અર્વનો અર્થ ઘોડો છે. આથી અર્વસ્થાન અશ્વો (ઘોડાઓ) નો પ્રદેશ છે. એનું પ્રમુખ યાત્રા

સ્થળ મક્કા પણ સંસ્કૃત નામ છે. સંસ્કૃતમાં મખનો અર્થ પૂજાનો અગ્નિ છે. જો કે ઇસ્લામ પ્રથમના દિવસોમાં સમસ્ત પશ્ચિમ એશિયામાં વૈદિક અગ્નિ-પૂજા પ્રચલિત હતી મખ એ સ્થાનનું ઘોતક છે. જ્યાં આગળ એક મહત્પૂર્ણ અગ્નિ મંદિર હતું. મક્કા-મદીના મખ-મેદિન એટલે કે અગ્નિ પૂજાનો પ્રદેશ છે.

વાર્ષિક તીર્થયાત્રાના પર્વ ઉપર જ મખ અર્થાત્ મક્કામાં અવિસ્મરણીય યુગથી એક વિશાળ મેળો ભરાયા કરતો હતો. મુસ્લિમોની મક્કામાં વાર્ષિક હજ(યાત્રા) ઉપર જવાનું કોઇપણ પ્રકારની નવી વાત ન હોઇ, પ્રાચીન તીર્થયાત્રાને ચાલુ રાખવાનું જ છે. આ તથ્ય પણ જ્ઞાનકોષોમાં લખાયેલો છે.

હવે સાક્ષી મળી આવે છે, કે સમસ્ત અરેબિયા મહાન ભારતીય સમ્રાટ વિક્રમાદિત્યના વિશાળ સામ્રાજ્યનો એક ભાગ હતો. વિક્રમાદિત્યના સામ્રાજ્યનો વિસ્તાર એમના વિશ્વ પ્રસિદ્ધ હોવાનું એક મુખ્ય કારણ છે. પ્રસંગવશ એનાથી અરેબિયાના સંબંધમાં અનેક જટિલ પ્રશ્નોનો ઉકેલ મળી જાય છે. એ સંબંધ છે કે આ પ્રદેશનું નામ અર્વસ્થાન પણ સ્વયં વિક્રમાદિત્યે જ રાખ્યું હોય. કે જે સર્વપ્રથમ ભારતીય સમ્રાટ હતો. જે આ પ્રદેશનો જીતી શક્યો હતો તથા પોતાના અંકૂશમાં લાવી શક્યો હતો.

બીજી જટિલ સમસ્યા છે, મક્કામાં કાબા-પૂજા સ્થળમાં શિવલિંગ અથવા મહાદેવ પ્રતિમાની વિદ્યમાનતા, જેને સંગ-અસ્વદ એટલે કે કાળો પથ્થર કહેવામાં આવે છે.

## અર્બી મકાદીત્ય - વિક્રમાદીત્ય

મક્કા સ્થિત કાબા દેવાલયમાં હજુ પણ પ્રચલિત મુસ્લિમ પૂજા વિધિમાં વૈદિક ધાર્મિક-કર્મો તથા નામોનાં અસ્તિત્વ પૂર્ણ વિવરણમાં ઉતરતા પહેલાં આપણે એ જોવાનો પ્રયત્ન કરીશું, કે આ તથ્યના કયા-કયા પુરાવા છે, કે અરેબિયા વિક્રમાદિત્યના ઉપનિવેશોનો એક ભાગ હતો.

ટર્કીના ઇસ્તમ્બૂલમાં મક્તબે-સુલતાનિયા નામનું પ્રસિદ્ધ પુસ્તકાલય છે. જે પ્રાચીન પશ્ચિમ-એશિયા સાહિત્યનો અધિકતમ ભંડાર સંગૃહિત કરવા માટે

સુપ્રસિદ્ધ સંગ્રહ છે. એક પૂર્વકાલીન ગ્રંથના આધારે એની રચના સન ૧૭૪૨ ઈ.સ. માં ટર્કીના શાસક સુલતાન સલીમના હુકમ આધારે થઇ હતી.

આ ગ્રંથનું પૃષ્ઠ હરીરને લખવાના ઉપયોગમાં આવનાર એક પ્રકારનાં રેશમનું છે. પ્રત્યેક પૃષ્ઠ ઉપર સજાવટી સોનેરી કિનારી છે. યાદ રાખવું જોઈે કે પવિત્ર ગ્રંથોનાં પૃષ્ઠોને સુવર્ણઅંકિત કરવાની તથા સ્થાનો ઉપર મળી આવેલ પુરાના સંસ્કૃત ગ્રંથોની સંબંધિત પ્રાચીન પદ્ધતિ છે.

આ સાહિત્યિક સંગ્રહ સેઅરૂલ ઓકુલના નામથી ઓળખવામાં આવે છે. એ ત્રણ વિભાગોમાં છે. પ્રથમ ભાગમાં ઈસ્લામ પહેલાંના અરબી કવિયોની કાવ્યકૃતિઓ તથા એમના જીવન ચરિત્રનાં વર્ણન છે. બીજા ભાગમાં પયગંબર મહમદના સમય પહેલાંથી શરૂ કરીને બાનીઉમ્મૈયા વંશના અંત સુધીના કવિયોનું વર્ણન તથા એમની રચનાઓ સંગૃહિત છે. ત્રીજા ભાગમાં ખલીફા હારૂન-અલ-રશીદના કાળ સુધી થયેલા પછીના કવિઓનો ઉલ્લેખ છે. પ્રસંગાનુસાર, વાણીને અર્થદ્યોતક બાની તથા કૃષ્ણૈયાની જ જેમ ઉમ્મૈયા સંસ્કૃત નામ છે.

અરબનો ચારણ અબૂ અમીર અબ્દૂલ અસમઈએ, જે હારૂન-અલ-રશીદના દરબારનો રાજકવિ હતો. તે સાહિત્યિક સંગ્રહને ને સમ્પાદિત કર્યો છે.

સેઅરૂલ-ઓકુલનું પ્રથમ આધુનિક સંસ્કરણ બર્લિનમાં સન ૧૮૬૪માં મુદ્રિત તથા પ્રકાશિત થયું હતું. તેનું અનુવર્તી સંસ્કરણ તે છે, જે બેરૂતમાં ઈ.સ. પશ્ચાત ૧૯૩૨માં પ્રકાશિત થયું.

તે સંગ્રહ પ્રાચીન અરબી-પદ્યનો સર્વાધિક, મહત્વપૂર્ણ તથા અધિકારિક સાહિત્યિક ગ્રંથ માનવામાં આવે છે. પ્રાચીન અરેબિયાનું સામાજિક જીવન, રીત રિવાજ, શિષ્ટાચાર તથા મનોરંજનનાં સાધનો બાબતમાં આ ગ્રંથ પૂરતો પ્રકાશ ફેંકે છે. આ પુસ્તકમાં પ્રાચીન મક્કા નગર, પૂજાગૃહ તથા વાર્ષિક મેળાનું વિશદ્ વર્ણન પણ છે. જે ઓકાજના નામથી સંબોધિત થઇ મક્કામાં કાબા પૂજાગૃહની ચારે તરફ દર વર્ષે થયા કરતો હતો. એનાથી વાચકોને એ તો માન્ય થવું જ જોઇએ, કે મુસલમાનોની કાબા સુધી દર વર્ષે હજ (યાત્રા) ઉપર જવાની કોઇ ઈસ્લામી

વિશેષતા નથી, પરંતુ ઇસ્લામ પૂર્વ સમયની હિન્દુ ધાર્મિક સભાનું માત્ર નિરંતર ચાલુ રાખવાનું જ છે. સર્વ હીંદુને સ્વીકારવું જોઇએ.

પરંતુ ઓકાજ, કૈથોલિક ઇસાઇઓના આનંદોત્સવથી જુદા પ્રકારનો હતો. આ પ્રતિભાશીલ અને વિદ્વાન વ્યક્તિઓને અરેબિયા ઉપર તત્કાળ છવાયેલી વૈદિક સંસ્કૃતિના સામાજિક, ધાર્મિક, રાજનીતિક, સાહિત્યિક તથા અન્ય વિવિધ બાબતો ઉપર વાર્તાલાપ કરવાનો ઉચિત મંચ પ્રદાન કરતો હતો. સેઅરૂલ ઓકુલ ઉલ્લેખ કરે છે, કે વાર્તાલાપો, વાદ-વિવાદોમાંથી નીકળેલા નિષ્કર્મો-નિર્ણયોને સંપૂર્ણ અરેબિયામાં વ્યાપક સ્વરૂપે સન્માન કરવામાં આવતું હતું. આ પ્રથાએ વિદ્વાનોાં પરસ્પર વિચાર-વિમર્શ કરવા તથા પ્રજાને આધ્યાત્મિક શાંતિ માટે એકત્રિત કરવાનું સ્થાન ઉપલબ્ધ કરવાની વારાણસી (કાશી) પદ્ધતિનું અનુસરણ જ મક્કા એ કર્યું. ભારતમાં વારાણસી તથા અર્વસ્થાનમાં મક્કા બંનેમાં જ શ્રદ્ધા-ભક્તિ તથા પૂજાના મુખ્ય આરાધ્યદેવ પ્રાચીન મહાદેવનાં પ્રારૂપ ચાલ્યાં આવ્યાં છે. કાબામાં આ શંકર પ્રસ્તર જ છે. જેનો મુસ્લિમ હજ યાત્રીઓનો સમૂહ અત્યંત શ્રદ્ધાપૂર્વક સ્પર્શ કરે છે અને તેને ચુંબન કરવાનું અહોભાગ્ય સમજે છે.

મક્કાથી કેટલાક માઇલ દૂર એક વિશાળ સૂચના-પટ છે. જે અનુસાર એ ક્ષેત્રમાં ગૈર-મુસ્લિમો માટે પ્રવેશબંધી છે. આ તે દિવસોની યાદ અપાવનાર છે, જ્યારે નવા સ્થાપિત ઇસ્લામ ધર્મના એક માત્ર ઉપયોગ માટે કાબા ઉપર હુમલો કરવામાં આવ્યો હતો. અને એને પોતાના અંકૂશમાં લઇ લેવામાં આવ્યું હતું. બિન મુસ્લિમોનો પ્રવેશ થતો અટકાવવાનો ઉદ્દેશ્ય કાબાને ફરીથી પડાવી લેવામાં ન આવે, તે હતો.

હજયાત્રીઓ મક્કા તરફ આગળ વધે છે, તેવા જ, તેમને પોતાનાં માથાં ઉપરથી વાળનું મૂંડન અને દાઢીનું મૂંડન કરવા માટે અને વિશિષ્ટ પ્રકારનો પહેરવેશ પહેરવાનું કહેવામાં આવે છે. તે સિલાઇ કર્યા વિનાના સફેદ કપડાની બે ચાદરો હોય છે. એકને કમર ઉપર ચારે તરફ વીંટવાની હોય છે. અને બીજી ખભા ઉપર ઓઢવાની હોય છે. આ બંને કાર્યો હિન્દુ દેવાલયોમાં માથું મુંડાવીને

તથા પવિત્ર, સિલાઇ કર્યા વિનાનાં, નિશાની વિનાનાં, સફેદ કપડાં ધારણ કરીને પ્રવેશ કરવાની પુરાણી વૈદિક રીતની જ એક નિશાની છે.

મક્કામાં મુખ્ય દેવાલય, જેમાં શિવરૂપ સ્થિત છે, તેને કાબાના નામે ઓળખવામાં આવે છે, એને કાળી ચાદરથી લપેટવામાં આવે છે. આ રિવાજ પણ એ દિવસોમાં શરૂ થયો જણાય છે, કે જ્યારે એનો ફરીથી કબજો લેનારને નિરાશ કરવા માટે એના ઉપર આવરણમાં રાખવાનું જરૂરી સમજવામાં આવ્યું હતું.

બર્તાનિયા અને ઇસ્લામિયા જ્ઞાનકોષો અનુસાર કાબામાં ૩૬૦ મૂર્તિઓ હતી. પરમ્પરા અનુસારનાં વર્ણનોમાં ઉલ્લેખ છે, કે જ્યારે દેવાલય ઉપર ચઢાઇ કરવામાં આવી ત્યારે તેમાં નષ્ટ કરવામાં આવેલી ૩૬૦ મૂર્તિઓમાંથી એક મૂર્તિ શનિદેવની હતી, એક ચન્દ્રમાની હતી અને એક અન્ય હતી, જેને અલ્લાહ કહેવાતી હતી. આ બતાવે છે, કે ઇસ્લામપૂર્વના દિવસોમાં કાબાના આરબ લોકો નૌ નક્ષત્રોની પૂજા કરતા હતા.

ભારતમાં નવગ્રહ પૂજા એટલે કે નૌ નક્ષત્રોની પૂજા કરવાની પધ્ધતિ આજે પણ પ્રચલિત છે. આ નૌ માંથી બે તો શનિ અને ચન્દ્ર છે. એ ઉપરાંત ચંદ્રનો ભગવાન શિવ સાથે હંમેશા સંબંધ રહેલો છે. ભારતમાં અર્ધમંડલાકાર ચંદ્ર શિવ-પ્રારૂપ ઉપર હંમેશા અંકિત કરવામાં આવે છે. જો કે કાબામાં આરાધ્ય દેવ ભગવાન શંકર અર્થાત શિવ હતા. એટલા માટે અર્ધમંડલાકાર ચંદ્ર એમના માથા ઉપર અંકિત કરવામાં આવ્યો. આ જ એ ચંદ્ર આકાર છે, જે આજે ઇસ્લામના પ્રતીક રૂપે ધારણ કરી લેવામાં આવ્યો છે.

## ઝમ ઝમ કુવાનું પવિત્ર પાણી ગંગાજળ

બીજી પણ એક હિન્દુ પરંપરા છે, કે જ્યાં પણ ક્યાંય શિવાલય હોય, ત્યાં આગળ પુણ્યજળ ગંગાની પવિત્ર ધારા સાથેને સાથે જ હોય છે. એ પરંપરા સાથેનું સાચું રૂપ, કાબા પાસે એક પવિત્ર ફૂવારો છે. એનું જળ પવિત્ર માનવામાં આવે છે, કારણકે એને ઇસ્લામ પહેલાંના યુગોથી પરંપરા અનુસાર ગંગાજળ માનવામાં આવ્યું છે.

## બિસ્મયાદી બોદ્ય - બીસમલા હર રહેમાની રહીમ

મુસ્લિમો દ્વારા સામાન્ય રૂપે પ્રયુક્ત વિસ્મયાદિબોધક અવ્યય તથા આરાધના માટે ઉપયોગમાં લેવાતો યા અલ્લાહ (અલ્લ:) પણ શુધ્ધ સંસ્કૃત મૂળનો છે. આ વાત દેવી સરસ્વતીની આરાધના સમયે ઉપયોગમાં લેવાતા આવાહનથી સ્પષ્ટ છે.

## યા સા મા ફાતૂ ભગવતી

या कुन्देन्दु तुषार हार धवला, या शुभ्रा वस्त्रावृता
या वीणा वरदन्डा मन्डिता करा, या श्वेत पद्मासना

કાબા દેવાલયની પ્રદક્ષિણા કરના મુસ્લિમ યાત્રાળુઓ કાબા દેવાલયની ચારે તરફ સાત વાર ફરે છે. બીજી કોઇ પણ મસ્જિદમાં પ્રદક્ષિણા કરવાનો આ નિયમ પ્રચલિત નથી. હિન્દુઓ ચોક્કસ પોતાના દેવી-દેવતાઓની પ્રદક્ષિણા કરવાનો આ નિયમ પ્રચલિત નથી. હિન્દુઓ ચોક્કસ પોતાનના દેવી-દેવતાઓની પ્રદક્ષિણા કરે છે. આ વાતનું બીજું એક પ્રમાણ પણ છે, કે કાબા દેવાલય ઇસ્લામ પહેલાં હિન્દુ શિવ મંદિર હતું. જ્યાં આગળ સાત પ્રદક્ષિણાઓ ફરવાની હિન્દુ પધ્ધતિનું હજુ પણ નિષ્ઠાપૂર્વક પાલન કરવામાં આવે છે.

આ ઘટસ્ફોટ કદાચ અનેક લોકોએ દાંત નીચે આંગળી દબાવવા લાચાર બનાવી દે, કે સ્વયં અલ્લાહ શબ્દ જ સંસ્કૃત છે. સંસ્કૃતમાં અલ્લ; અક્ક; અને અમ્બ; પર્યાયવાચી શબ્દો છે. એનો અર્થ માતા યાને દેવી થાય છે. દેવી દુર્ગા અર્થાત ભવાનીનું આહવાન કરવાવાળા સંસ્કૃત શ્લોકોમાં અલ્લ: શબ્દ ઉપયોગમાં લેવાય છે. એટલા માટે ઇશ્વર માટે ઇસ્લામી શબ્દ અલ્લાહનું નવું નથી. પરન્તુ પુરાનત સંસ્કૃત નામકરણ ઇસ્લામ મારફત જેવું ને તેવું ગ્રહણ કરવામાં આવ્યું અને ચાલુ રાખવામાં આવ્યું છે. માટે સ્વીકારવું પવીત્ર ફરજ છે.

સાત પ્રદક્ષિણાઓ પણ મહત્વપૂર્ણ છે. હિન્દુ વિવાહ-વિધિમાં વર અને વધૂ (વહુ) અગ્નિની ચારે તરફ ફેરા ફરે છે. મક્કા કાબા પૂજાલયમાં સાત પ્રદક્ષિણાઓ કરવાની આ વિધિ આ રીતે હિન્દુ-વૈદિક પધ્ધતિ જ છે.

સેઅરૂલ ઓકુલ આપણને બતાવે છે, કે ઇસ્લામ પૂર્વના સમયમાં વાર્ષિક

ઓકાજ સમારંભ અવસર ઉપર મક્કામાં તમામ આરબો ખંડિય કાવ્ય સંમેલન કરતા હતા. તમામ મુખ્ય કવિઓ તેમાં ભાગ લેતા હતા. તેમાં ઉત્તમ ગણાતી કવિતાઓનો ઇનામો આપવામા આવતાં હતાં. ઉત્તમ કવિતાઓને સોનાની થાળીઓ ઉપર ચીતરીને મંદિરની અંદર લટકાવવામાં આવતી હતી. બીજી કવિતાઓ ઊંટ કે બકરીના ચામડા ઉપર લખીને બહાર લટકાવવામાં આવતી હતી. આ ઉત્તમ અરબી કાવ્યગત વિચારોનો ભંડાર હતો. આ પરંપરા સ્મરણતીય યુગની હતી. પરન્તુ પયગંબર મહમદની ટોળીઓ દ્વારા કાબા ઉપર કરેલા હુમલા સમયે મોટા ભાગની કવિતાઓ નષ્ટ થઇ ગઇ અને ખોવાઇ ગઇ. પયગંબરના દરબારનો શાયર હસ્સન-બિન-સાબિકે, તેણે સંગ્રહિત કવિતાઓમાંથી કેટલીક પોતાના કબજામાં લઇ લીધી. સાબિકનો પૌત્ર ઇનામ મેળવવાની આશા રાખતો હતો, તે આ લૂંટેલી કવિતાઓમાંથી થોડીક લઇને ખલીફા હારૂન-અલ-રશીદના દરબારમાં ગયો. જ્યાં એને સુપ્રસિધ્ધ અરબ વિદ્વાન અબૂ સમીર અબ્દૂલ અસમઇ મળ્યું. પાછળ આગન્તુકે પૂર્વ આગન્તુક પાસેથી પાંચ સુવર્ણથાળ અને સોળ ચામડાની ચાદરો લાવવાના બદલામાં પુષ્કળ ધન ભંડાર આપીને ખુશ કરીને પાછો મોકલી દીધો.

એ પાંચ સુવર્ણથાળ ઉપર બે જૂના અરબ શાયરો નબી બયાન લબી બયનમ અને અરવતબ-બિન-તુરફાનાં પેદો લખેલાં હતાં. આ ઉપલબ્ધિને કારણે હારૂન અલ રશિદે અબૂ અમીરને તમામ જૂનાકાળની રચનાઓનો સંગ્રહ કરવાનો હુકમ આપવો પડ્યો. આ સંગ્રહમાંથી એક રચના 'જિર્રહમ બિન્તોઇ નામના શાયરની હતી. જે પયગમ્બર મહમદ પહેલાં ૧૬૫ વર્ષ જૂનો હતો. બિન્તોઇને મક્કામાં દર વર્ષે થતા સમસ્ત અરેબિયા સંમેલનમાં સર્વશ્રેષ્ઠ કાવ્યગત રચનાઓ માટે સર્વશ્રેષ્ઠ પુરસ્કાર સતત ત્રણ વર્ષો સુધી મળ્યો હતો. બિન્તોઇની એ ત્રણે કવિતાઓ સુવર્ણ થાળ ઉપર અંકિત કરીને કાબાના મંદિરમાં લટકાવવામાં આવી. એમાંથી એકમાં, વિક્રમાદિત્યે અરેબિયા ઉપર પિતાતૃલ્ય સ્નેહમય કરેલા શાસનની મુક્ત કંઠે પ્રશંસા રૂપે વિક્રમાદિત્ય માટે કરેલા યશોગાનની છે. આ કવિતાનું ભાષાંતર આ પ્રમાણે

# વિક્રમાદીત્ય - અર્બી મકાતીથ - મલેચ્છ (ભવિષ્ય પુરાણ)

- "તેઓ ઘણા ભાગ્યશાળી લોકો છે, જે સમ્રાટ વિક્રમાદિત્યના શાસન-સમયમાં જન્મ્યા અને ત્યાં વસવાટ કર્યો. પોતાની પ્રજાના કલ્યાણમાં દત્ત, તેઓ એક કર્તવ્યનિષ્ઠ, દયાળુ તથા પ્રામાણિક ચારિત્યવાળા રાજા હતા. પરન્તુ તે સમયે પરમાત્માને ભૂલી ગયેલા આપણા આરબ લોકો ઐન્દ્રિય વિષય-વાસનાઓમાં ડૂબેલા હતાં આપણા લોકોમાં કાવતરાં અને અત્યાચાર કરવાનું બહુ જ પ્રચલિત હતું. આપણા દેશને અજ્ઞાનનો અંધકાર ગળી ગયો હતો. વરૂના ક્રૂર પંજાઓમાં આપણી જીવન-મુક્તિ માટે સંઘર્ષભર્યા ઘેટાના બચ્ચાની માફક આરબ લોકો અજ્ઞાનમાં ભૂંડી રીતે જકડાયેલા હતા. પોતાના જ અજ્ઞાનને કારણે ઘોર અંધકારથી છવાયેલો હતો, જેમકે અમાસની ઘોર અંધારી રાત્રિ હોય છે. પરંતુ શિક્ષણની વર્તમાન ઉષા તથા સુખદ સૂર્યપ્રકાશ તે પ્રમાણિક ચારિત્રવાળા સમ્રાટ વિક્રમની કૃપાનું પરિણામ છે. જેમનું ધ્યાનપૂર્ણ અધીક્ષણ હતું, જો કે આપણે વિદેશી જ હતા છતાં પણ, આપણા પ્રત્યે ઉપેક્ષા કરી નહોતી. જેમને આપણને દૃષ્ટિમાંથી દૂર રાખ્યા નહિ. એણે પોતાનો પવિત્ર ધર્મ આપણા લોકોમાં ફેલાવ્યો અને એમણે આપણા દેશમાં વિદ્વાન લોકો મોકલ્યા. જેમની પ્રતિભા સૂર્યના પ્રકાશની જેમ આપણા દેશમાં ચમકી. એ વિદ્વાન અને દૂર દૃષ્ટા લોકો, જેમની દયાળુતા તેમજ મહેરબાનીથી આપણે ફરી એકવાર પરમાત્માના અસ્તિત્વનો અનુભવ કરવા લાગ્યા. એમના પવિત્ર અસ્તિત્વનો પરિચય કરાવ્યો અને સત્યના માર્ગ ઉપર ચલાવ્યા. આપણા દેશમાં પોતાનો ધર્મ પ્રચારિત કરવા અને આપણને શિક્ષણ આપવા માટે આવ્યા હતા. મહારાજ વિક્રમાદિત્યના આદેશથી જ અહિયાં આવ્યા હતાં.

ઈસ્લામ પૂર્વ આરબ કવિ બિન્તોઈ દ્વારા સમ્રાટ વિક્રમાદિત્યની પ્રશંસા માટે રચિત આ કવિતા એ વાતની નિર્ણાયક સાક્ષી છે, કે આ વિક્રમાદિત્ય જ હતો જેમણે સૌ પ્રથમ અરેબિયા પ્રાયદ્વીપ ઉપર વિજય મેળવ્યો અને એને ભારતીય સામ્રાજ્યનો એક પ્રદેશ બનાવ્યો, તે સ્વતઃ સ્પષ્ટ કરે છે, કે ભારતથી પશ્ચિમ તરફ વધતાં આપણે અફઘાનિસ્થાન, કુર્દિસ્થાન, ઈરાનમ, સિવિસ્થાન, ઈરાક અને અર્વસ્થાન જેવાં સંસ્કૃત નામો મારફત પ્રસ્તુત સાક્ષીનું ઉચિત મહત્વ

## ઓછામાં ઓછી કુરાનની એક આયત તો યજુર્વેદના એક મંત્રનો અનુવાદ છે. યજુ : અર્થ યવન

શ્રીપાદ દામોદર સાતવલેકરે પોતાના એક લેખમાં ઉલ્લેખ કર્યો છે.

પાછલી લગભગ ૧૩૦૦ વર્ષોથી ઈસ્લામનો ફેલાવો થવા છતાં પણ પશ્ચિમ એશિયાના દેશોમાં હજુ પણ પ્રચલિત વિભિન્ન હિન્દુ રિવાજોનું અનુસંધાન કરવામાં સરળ થશે. હું એ હિન્દુ પરંપરાઓનું વર્ણન કરવા માંગુ છું, કે જે હવે ઈસ્લામી જીવનનું અભિન્ન અંગ બની ગયું છે. હિન્દુઓના ૩૩ દેવતાઓ છે. ઈસ્લામનો વિસ્તાર થયા પહેલાં પૂર્વ એશિયાના લોકો પણ ૩૩ દેવતાઓની પૂજા કરતા હતા. ઈસ્લામ ચંદ્ર-પંચાંગ પ્રમાણે જ હંમેશા વ્યવહાર કરતો આવ્યો છે. મુસ્લિમોની સફર નો મહિનો જેનો અર્થ ફાલતુ મહિનો હોય છે. તે અધિક મહિનાનો સમાનાર્થી છે, જેને હિન્દુઓ પંચાંગમાં અધિક માસ કહે છે.

મુસ્લિમ મહિનો રબી સૂર્ય માટે વપરાતા શબ્દ રવિનું અપભ્રંશ રૂપ છે, કારણકે સંસ્કૃતનો વ પ્રાકૃતમાં બ પરિવર્તિત થઈ જાય છે. રબી માસમાં આવનારો મિલોદુલ નબી તહેવાર ઈશ્વર સાથે પુનઃમિલનનો દ્યોતક છે. આ મહિનામાં આવનારો બીજો તહેવાર ગ્યારહવી શરીફ છે. જેનો અર્થ પવિત્ર અગિયારમો દિવસ છે. હિન્દુ પરંપરામાં એકાદશી એટલે કે અગિયારમો દિવસ હંમેશા પવિત્ર માનવામાં આવ્યો છે. વાસન્તિક વિષુવ ઉજવવાની હિન્દુ પરંપરા ઈશ્વર સાથે પુનઃ મિલનની રીત જ છે. આ વાત મુસ્લિમો દ્વાર મિલાદુલનબી ઉજવવામાં સમાયેલી છે. આ મહિનાનો અગિયારમો દિવસ વિશેષ માન વ્રત સંસ્કાર ઉપક્રમ મનાવવામાં આવતો હતો. તે જ આ પદ્ધતિ છે કે જેને મુસ્લિમો દ્વારા ગ્યારહવી શરીફ પદ્ધતિનું સ્મરણ કરાવે છે. સર્વ ધર્મ એક

હિન્દુઓના પંચાંગમાં પ્રથમ છ માસ દેવતાઓનો દિવસ અને પાછળના છ મહિના એમની રાત્રિ માનવામાં આવે છે. આ ક્રમ એ દિવસોનો દ્યોતક છે, કે જ્યારે હિન્દુ લોકો ઉત્તર ધ્રુવ સુધી વસવાટ માટે પહોંચી ગયા હતી. વર્ષના આખરી છ મહિનાઓમાં હિન્દુ લોકો પોતાના પૂર્વજોની પૂજા કરે છે. તે પક્ષમાં કે જેમાં આવું સ્મરણ કાર્ય કરવામાં આવે છે તેને પિતૃપક્ષ કહેવામાં આવે છે. આ સમારંભ પિતૃશ્રાદ્ધ કહેવાય છે. મુસ્લિમ શબ્દાવલી ફિતર પ્રાચીન સંસ્કૃત શબ્દ પિતૃનું અપભ્રંશ રૂપ છે. પિત્રૂનો અર્થ પીરૂત = પીરો

શાસ્ત્રો દ્વારા મરનારનું પૂજન કરવા માટે ચૌદમો દિવસ નિશ્ચિત છે. આ દિવસ ઘાયલ ચૌદશ કહેવાય છે. આ રીતે મુસ્લિમો દ્વારા બારહ-વફાત પણ મનાવવામાં આવે છે. સંસ્કૃતમાં મૃત્યુ સૂચક શબ્દ કિફૈતનું અપભ્રંશ રૂપ જ વફાત છે. એમનો શબીબરાત ઉત્સવ પણ અગિયારમાં દિવસે એટલે કે મહિનાની વદીના પખવાડિયાની એકાદશીએ જ હોય છે. સબકા માલીક એક

એ યાદ રાખો કે અધિકાંશ મુસ્લિમ તહેવારો ચંદ્રપક્ષની એકાદશીએ જ ઉજવવામાં આવે છે. આ એકાદશીનું મહત્વ પ્રાચીન વૈદિક જ છે. કેટલાક મુસલમાન તહેવારો ચંદ્રકળા ઉપર આધારિત હોય છે. શુભવસર સમારંભ આયોજિત કરતાં પહેલાં ચંદ્ર ઉદય જોવાના ઇસ્લામી રિવાજના મૂળમાં હિન્દુ રીત અનુસાર સંકટ ચોથ અને ગણેશ ચોથ ઉપર ચંદ્ર ઉદય જોઇ લીધા પછી જ વ્રત પૂરું કરવાની પરંપરા રહેલી છે.

પુરાતનમાંથી હિન્દુઓ દ્વારા પ્રતિદિન બોલવામાં આવતી સંધ્યા પ્રાર્થનામાં તેઓ ગઇ રાત્રિનાં કર્મો અથવા વાણી દ્વારા કરવામાં આવેલાં પાપો માટે ક્ષમા યાચના કરે છે. (યદ્ રાત્ર્યાં પાપમ્ આકર્ષક મનસાવાચા) આ પ્રમાણે અથર્વશીર્ષમાં રાત્રિનાં પાપોને દિવસે અને દિવસમાં પાપોને રાત્રે સુધારેલા વ્યવહાર દ્વારા શુદ્ધ કરવાનું સામર્થ્ય મેળવવા માટે ઇશ્વરની દયા માગવામાં આવે છે.

વર્ષના ખરાબ કામોના પ્રાયશ્ચિત રૂપે તપસ્યાના રૂપમાં મુહર્રમ માસ મનાવવાની મુસ્લિમ પદ્ધતિ ઉપર કહેવામાં આવેલી વૈદિક પદ્ધતિનું ચલણ જ છે. વર્ષના અન્ય દિવસોને નક્ષત્રીય સામંજસ્યમાં ગોઠવવા માટે અધિક મહિનો

અર્થાત ફાલતુ માસ મનાવવાની પદ્ધતિનું બીજું રૂપ જ એમનો સફરનો મહિનો છે. વધારાનો કહેવા માટે સફર શબ્દ સંસ્કૃતના અધિક શબ્દનો પર્યાયવાચી છે.

જે પ્રમાણે ઈદનો અર્થ પૂજન છે અને ગૃહનો અર્થ ઘર છે. ઈસ્લામિક શબ્દ ઈદગાહ પૂજનગૃહનો અર્થ પ્રગટ કરે છે, કે જે શબ્દનું યથાર્થ સંસ્કૃત વિશેષણ છે. આ રીતે નમાજ શબ્દ પણ સંસ્કૃતની બે ધાતુઓ નમ અને યજ માંથી વ્યુત્પન્ન તયા છે. જેનો અર્થ નમવું અને પૂજવું છે.

ચન્દ્ર વિભિન્ન નાક્ષત્રિક રાશિ-સમૂહ તથા વિશ્વ-સૃષ્ટિના વૈદિક વર્ણન વેદોમાંથી કુરાનમાં ભાગ-૧ અધ્યાય-૨ નાં પદ્ય ૧૧૧, ૧૧૪, ૧૧૫, ૧૫૮ અને ૧૫૯ માં અધ્યાય ૯નાં પદ્ય ૩૭ તથા અધ્યાય ૧૦ નાં પદ્ય ક્રમાંક ૪ થી ૭ માં સ્ગૃહીત છે. પાંચ નિમાજ સર્વ માટે

દિવસમાં નમાજ, પાંચ વાર કહેવાની બધી વ્યક્તિઓ માટે નક્કી કરેલ દૈનિક વૈદિક-કૃત્યના અંશ પંચ મહાયજ્ઞના વૈદિક વિધાનમાંથી લેવાયેલ છે.

પ્રાર્થના શરૂ કરતાં પહેલાં શરીરનાં પાંચ અંગોને સ્વચ્છ કરવાનો રિવાજ મુસલમાનો માટે નક્કી કરવામાં આવેલ છે. આ પણ વૈદિક વિધાન શારીર શુદ્ધયર્થ પંચાંગ ન્યાસઃમાંથી લેવામાં આવેલ છે.

ઈસ્લામી રીત-રિવાજ પ્રમાણે ચાર મહિના અત્યંત પવિત્ર માનવામાં આવે છે. આ ગાળામાં ધર્મપરાયણ લોકોએ લૂંટફાટ તથા અન્ય ખરાબ કૃત્યોથી દૂર રહેવાનો નિયમ છે. એનું મૂળ ચાતુર્માસ એટલે કે હિન્દુ પરંપરામાં વિશિષ્ટ વ્રતો તથા કડક સદાચરણ કરવાના ચાર મહિનાઓ સાથે છે.

શબીબરાત શિવવ્રત તથા શિવ-રાત્રિનું અપભ્રંશ રૂપ છે. જો કે કાબા દેવાલય ચિર-સ્મૃતિયુગથી શિવપૂજાનું મહત્વપૂર્ણ કેન્દ્ર હતું. આથી શિવરાત્રિ ઉત્સવ ત્યાં અત્યન્ત ભવ્યતાથી તથા ધૂમધામથી ઉજવવામાં આવતો હતો. ઈસ્લામી શબ્દ શબીબરાતમાં તે ઉત્સવનું આરોપણ થાય છે.

જ્ઞાનકોશોમાંથી આપણને જાણવા મળે છે, કે કાબાની દિવાલો ઉપર અંદરની બાજુએ અભિલેખો આલેખ્યા છે. તે શું છે ? કોઇને એનું અધ્યયન કરવાની મંજૂરી છે નહિ. પરંતુ લોકવાયકા પ્રમાણે એમાંના કેટલાક તો ચોક્કસ પણે ભગવતગીતાના શ્લોકો છે. બગાવતી ગીતા કીતાબ કુરાન છે.

# પાખંડ પૂજા સામે વિરોધ

"ઈસ્લામ મજહબનો જન્મ મક્કા અને મદીનાના વિરોધના કારણે થયો. એની શરૂઆત મક્કા વિરૂદ્ધ કરવામાં આવેલાં કાર્યોથી થઈ. એથવે (મદીના)ના લોકો આ નવા મજહબ તરફ કોઈ ધાર્મિક ભાવનાથી નહિ, પરન્તુ રણનીતિ તરીકે જોડાયા. મદીનામાં મહમદની સાથે સહાનુભૂતિ બતાવવાનું કારણ મક્કા સાથેનો વેરભાવ હતો.

- એન્ડ્રી સરવીયર

શુદ્ર - બ્રાહ્મણ બની શકે છે, ને બ્રાહ્મણ શુદ્ર થઇ જાય છે. (કર્મથી)

અર્બિ શાસ્ત્રનો ફકરો 'કુલ્લે મ્વલુદે યુવલ્લદો ફિર્તે' ઇલ્લ અબવા હો, હવ્વે દાનહી, વનુસ્સેરા નેહી. વ મજ્જુ સાને હી.'

અર્થ : બાળક જ્યારે જન્મે છે, ત્યારે તેનાં સર્વ આશયો પવિત્ર હોય છે. પણ તેનાં માબાપો પોતાનાં યહુદી, નુસેરી, મજાુસી ઇત્યાદિ ધર્મો ઉપર ફેરવે છે.

मनुस्मति विभ्राणां ज्ञानति ज्येष्ठ

અર્થ : શ્રેષ્ઠ જ્ઞાનવાળોજ બ્રાહ્મણ છે.

यजुर्वेद અ ૨૬ મ ૨ यथेमां मास कल्याणिमा वर्दान जनेभ्या: ઇત્યાદિમાં કહ્યું છે કે, મેં વાણી આપી છે. કે જે સર્વનું કલ્યાણ કરે છે ને કોઇને નીચ ગણો નહિ. એ ઉપર એક દ્રષ્ટાંત આપુ છું :-

ब्रह्मा उर्वशि मार्य तस्य पुत्रो वसिष्ठ वसिष्ठ गृहे चंद्रावणी तस्य पुत्र शुक्र नामिका ॥ शुक्र नामि गृहे सूरापानी तस्य पुत्र धारा कर । पराशर गृहे फेक्टी कन्या तस्य पुत्र देवा ॥ व्यास देवस्य

शुक्र देवस्य वृय: ॥ यत्र यत्र क्रिया श्रेष्ठ तत्र कुल उत्तमाः ॥

અર્થ : ક્રિયાની શ્રેષ્ઠ ઉપર કુળની ઉત્તમતા રહેલી છે. જેમકે બ્રહ્માની સ્ત્રી ઉર્વશી (નૃત્યકાર) ગુણિકાથી વસિષ્ઠ મુનિ ઉત્પન્ન થયા છે. (જે શ્રી રામચંદ્રજીના ગુરૂ હતા, જેમણે યોગવાસિષ્ઠ રચ્યું છે.) તે વસિષ્ઠની સ્ત્રી અ રૂન્ધતિ (ચંડાલણી) ના પેટેથી શુક્રાચાર્ય ઋષિ ઉત્પન્ન થયા છે, તે શુક્રાચાર્યની સ્ત્રી મદિરા વેચનાર (કલાલણ) હતી, તેના ઓદરથી (મહા સમર્થ) પારાશર ઋષિ પેદા થયા છે. (જેમની રચેલી પારાશર સ્મૃતિ આજ લોકમાન્ય છે.) તે પારાશર ઋષિની સ્ત્રી ઢિમ્મર (વહાણવટી) ની દીકરી (મચ્છગંધા) હતી. તેના પેટથી વ્યાસમુનિ ઉત્પન્ન થયા. (જેમણે અઢાર પુરાણ રચ્યા છે.) તે વ્યાસ મુનિના ઋષિ શુકદેવજી લોકમાન્ય પુત્ર ઉત્પન્ન થયા છે.

અહીં એટલું જણાવવું જોઇએ કે, મ્લેચ્છ, યવનાદિ સર્વ ધૂત લોકોનાં ઢોંગ છે પણ ઉત્તમપણું કોઇપણ વર્ણને કપાળે લખાઇ આવેલું નથી.

**ઉત્તમ ધર્મ :** આજ ભારતવર્ષમાં હિંદુ ને મુસલમાન, એવી બે મોટી કોમ કે ધર્મ પ્રચલિત છે અને તે બહોળા વિસ્તારમાં હોવાથી વ્યવહારમાં અન્યો અન્ય અથડાય છે. મારો 'હિંદુ ધર્મ' ને મારો 'મુસલમાની ધર્મ' એમ ખેંચતાણ ચાલે છે.

સર્વનો માલીક એક સર્વાની ભૂતાની - યજર્વેદ

મેકં સતમ - એક સત્ય (રૂગ્વેદ) સર્વ ખલ્વીંદ બ્રેહમ (ઇ.ઉ)

